# શેહેરમા થયેલી, સમાધાની, તેના ગાયન.

—:o✱o:—

બનાવી પ્રસીદ્ધ કરનાર.

## ઠકર લવજી ખોડા.

---


મુ૦ મુંબઈ મંગલદાસની મારકીટ સામે.

ઠા. ગોવીંદજી માણેકચંદ મેવાવાળાની દુકાને.


---

આ ચોપડી સામટી લેનારને,

( કીફાયેત ભાવેથીઆપવામાં આવશે. )

---


મુંબઈ—'બોમ્બે ન્યૂ પ્રેસ' માં છાપ્યું.

કીંમત એક આનો.

૫૪૨૭

# શેહેરમા થયેલી સમાધાની.

## તેનાં ગાયન.



( ધોળકામાં ધરમશી કુસંતો. )

એ રાગ.

શેહેરમા સમાધાનીના,
પોકાર થાએછે જાઝા;
ગોવીંદા ગોવીંદા બોલતા,
સાથે વાજીંત્ર વાજાં. 1
આવણા હતો જે સોબીતો,
વદી નોમી તો આવી;
ગોવીંદા ગાએછે ગીતડા,
રંગરેલ મચાવી. 2
સર ઘસ ચાલ્યુ શેહેરમાં,
આનંદ અંગ ન માગે;
નૃત્ય કરે નર નારીઓ,
ઓછવ પુરમાંયાઓ. 3

દેવ મંદીર તો દેખીને,
નાચની તમ કરતા;
ગલીકુંચીને બજારમાં,
ઠેક ઠેકાણે ફરતા. ૪
સાથે સ્વારો હતા સોભીતા,
બીજા સાહેબો ગોરા;
હારતો હૈયાની ઉપરે,
વળી ફુલના તોરા. ૫
દેખાવ આવો આ દેખીને,
રૈયત થાએછે રાજી;
બુટી બનીતી જે બાપડી,
મુંબઇ થઇછે તાજી. ૬
શોક હતો જે શેહેરમાં,
લોકો બાહાર ન જાતા;
બની ગયાતાં જે બાવરાં,
પેટ ભરી નવ ખાતા. ૭
દીવસ ગયાએ દોહેલા,
સર્વે સુખીરે થાઓ;
ભોજન તો ભલી ભાતનાં,
રાંધી ઘરમાં ખાઓ. ૮

———————

( કંકુછાટી કંકોતરી મોકલે. )

એ રાગ.

થાઓ સમાધાની, હવે શેહેરમાં.
મોહોટી મોટી સભાઓ ભરાએ,
લોકો જોવા જાએ; સમાધાની. ૧
સંપ કીધો મળી સહુ શેઠીએ,
કેમ દુઃખમાં દાહાડા જાએ,
ધંધો નવ થાએ; સમાધાની. ૨
બહુ કોપ થઇ ગયો કારમો.
ચાલ્યો ગરીબનો તો ઘાણ,
થયું જગ જાણ; સમાધાની. ૩
માટે હળી મળી સહુ ચાલીએ.
ભેળા બેશીને કરસું વાત,
હેતે ભલી ભાત; સમાધાની. ૪
દેશ દેશોમાં જસ જામશે.
તેથી વધીજશે વેપાર,
થશે સુખકાર; સમાધાની. ૫
હીંદુ મુસલમીન સૌ એકછે.
હવેજાું દુંનથી જરાઈ,
જાણો સગા ભાઇ; સમાધાની. ૬
ઘટે શાબાશી અમલદારને.

વચ્ચે પડીને કીધો સંપ,
ખાધો નવ જંપ;              સમાધાની.              ૭
પ્રભુ ચડતી કળાએની રાખજો.
કીધું શેહેરનુ સમાધાન,
પામ્યા મોહોટું માન;              સમાધાની.              ૮

---

## રાહ, લાવણી.

થયો જય જયે જયકાર,   શેહેરનીમાંએ;
જોડી ગાડી ઘોડા લોક,   ખુશીથી જાએ.              ૧
નમળે કોઈની બીક,   જરાએ જાણો;
થયુ શેહેરમાં સમાધાન,   સત્ય પ્રમાણો.              ૨
જે હતું હુલડ આહાર, ભયેભીત ભારી;
એબની ગયો બનાવ,   માહાદુઃખકારી.              ૩
ઘરમુકી ગયેલા બાહાર,   બીકથી લોકો.
આવ્યા મુંબઇપાછા લોક,   થોકેરે થોકો,              ૪
તું મુંમાદેવી મુજમાત, બહુ સુખકારી;
શું વર્ણવુ મુખથી વાત, અકળગતી તારી.              ૫
તુજ બાળક બની બેહાલ, હુલડથી હાર્યા;
વળી હીંદુ મુસલમીન, ગયાંછે માર્યા;              ૬

એ દૈવતણો થયો કોપ, વાત શું કરીએ;
હવે હીમતથી સૌહાલ, શેહેરમાં ફરીએ. ૭
ગયુ દુ:ખ હવે તો દૂર, સુખ સહુ પામ્યા;
એ પ્રભુ તણી કૃપાય, વેપારી જામ્યા. ૮
થયો સંપ શેહેર નીમાંય, હવે તો સારો;
માનુ હરત જોડીહું ઈશ, આભાર તમારો ૯
તમે કૃપા કરી માહારાજ, સુધી દયો સારી;
થાયે સુખી શેહરના લોક અરજ એ માહારી. ૧૦

---

## ( અબ ચલેન મોહન તેરા. )

એ રાગ

નવરંગી—નવરંગી નગરની માહી,
થયો સંપ હવે સુખદાઈ. ટેક.
બહુ હીંદુ મુસલમીન લડતા,
કઈક આવી તેમા તો મરતા;
એ દુ:ખ—એ દુ:ખ ગયુંછેદબાઈ
થયો સંપ—નવરંગી. ૧
બહુ કેર થયેલો કાળો,
ભયભીત દીસતો માળો;
આમુંખી—આમુંખી શેહેરની માહી.
થયો સંપ—નવરંગી. ૨

બહુ દુઃખી લોક દેખાતા,
પુરૂ પેટભરી નવ ખાતા;
ઘરમાં—ઘરમાં બેઠાતા ભરાઇ.
થયો સંપ—નવરંગી. ૩

એ દીવશ દોહેલા ભારી,
નાહાતાં નર ને નારી;
વળીનાઠા—વળીનાઠા બેનને ભાઇ.
થયો સંપ—નવરંગી. ૪

એ અનંત દુખ ને કાપ્યાં,
હવે રામરાજ્ય તો સ્થાપ્યાં;
થયુશાન્ત—થયુશાન્ત શેહેરની માહી.
થયો સંપ—નવરંગી. ૫

હવેનીડર થઈ ને ફરીએ;
ઘરધંધો હોય તે કરી એ;
નવબીક—નવબીક રહીજ રાઇ.
થયો સંપ—નવરંગી. ૬

સ્વતંત્ર થઇ સહુ ચાલો,
આ મુંબી શેહેરમાં માહાલો;
દીન દુઃખ— દીન દુઃખ ગયું છે દબાઈ.
થયો સંપ—નવરંગી. ૭

જે વખત ગયો નઠારો,

તે સ્વપને નવ સંભારો;
એ લેખ—એ લેખ ગયો લખાઈ.
થયો સંપ—નવરંગી. ૮

---

## રાગ, હીંડી.

થયું સુખ હવે શેહેરમાં તો ભારી,
દુખ દુર થયુ જે માહાકારી;
ખુશી થાઓની હવે નરનારી;
થયું સુખ હવે. ૧
બહુ લોક બારગામ તો ગયાતા,
કઈક કોટમાં જે જઇને રહયાતા;
અનંત દુખ બહુ દીલમાં સહયાતા.
થયું સુખ હવે. ૨
મળી મનસુબો કરેછે પુરમાંએ,
આવા દોહેલા દીવસ કેમ જાએ;
કાહાડી વરઘોડાને ફરોન શેમાંએ.
થયું સુખ હવે. ૩
પછી હીંદુને મુસલમીન ભાઇ,
મળી એકઠાને લાવ્યા તે મિઠાઇ.

એવા શેહેરમાં તો થઇ છે વખાણ
થયું સુખ હવે. ૪

## ( લેહેલી લેહેલી પુકારુમેં )
એ રાગ.

થયું શેહેરમાં સુખભારી, દુખ દૂર થયાં માહાકારી:
થઈ ગયેલો હાહાકાર, હવે દીસેછે ઠંડા ગાર.
ભયભીત બનીને ગયાતા, ઘણા વ્યાકુળ લોક થયાતા.
નવસુજ તું ઘરનુ કામ, હતું હુલડ હામોરે ઠામ.
બંધ પડી ગયેલી બજાર, પાયેમાલથયો તો વેપાર.
એવા દુખ તો દુર ગયાં છે, સંપ સલાહસૌમાં થયાં છે.
કામદારો તે કામ કરે છે, ફેરીવાળાતો ફરતા ફરે છે.
જાયે મોલવીશે તો મજુર, ચાકર શેઠકને હજુર,
ગાડીવાળા તો ગેલ કરેછે, સુખે શેહેરમાં લોક ફરેછે.
વસ્યા હશે હવે તો અપાર, નહીનથમાં બીક લગાર.
દાદ દીન તણી બહુ લીધી, ઠેક ઠેકાણે સભાઓ કીધી.

---

## ( ભલાજી મેં બાલકડી હુતી. )
એ રાગ.

ગયાંછે દુખ સહુનાશીરે, ગયાંછે દુખ સહુનાશી;
હુલડથી તો હારી ગયાતા, મુંબઇના વાશી. ટેક

મજુરો મુંજાઈ મરતારે, મજુરોમુંજાઈ મરતા;
ફેરીવાળા ફીકા થઈને, ફીકામા ફરતા.
ગયાંછે દુખ સહુ. ૧
સુતારો ચુપ થઈ બેઠારે, સુતારો ચુપ થઈ બેઠા;
મારવાડી માળામાથી, ઉતરે નવહેઠા.
ગયાંછે દુખ સહુ. ૨
એવું દુખ હતુ ભારીરે, એવું દુખ હતુ ભારી;
આવી મોહોટા અમલદારો, મદદ કરી સારી.
ગયાંછે દુખ સહુ. ૩
દંગાને દુર કરી દીધોરે, દંગાને દુર કરી દીધો;
શેહેરમાં કીધી સમાધાની, જસ તેણે લીધો.
ગયાંછે દુખ સહુ. ૪

## ( પુર્ણ થયોછે ખેલ સજનો. )

એ રાગ.

થયોછે જય જય કાર, પુરમાં થયોછે જય જય કાર.
કેર થયો તો કાળોજે, શેહેરમાં; ( ૨ )
વરતેલો હાહાકાર. પુરમાં થયોછે. ૧
ભલભલાઓ, હીમતહારી; ( ૨ )
બહુ ગયેલા બાહાર. પુરમાં થયોછે. ૨
મળી મોહોટાઓ, મેહેનત કીધી. ( ૨ )

વીગતે કરીને વીચાર, પુરમા થયોછે. ૩
હીંદુ મુસલમીન, પારશી લોકે; ( ૨ )
લાધી ગરીબનીવાર. પુરમાં થયોછે. ૪
દુ:ખદાવાનળ, દુરકર્યાછે; ( ૨ )
સુખકરી સરદાર. પુરમાં થયોછે. ૫
સુખકરતાને, દીજે સાબાશી; ( ૨ )
ઉરધરી ઉપકાર. પુરમાં થયોછે. ૬
ધન્ય છે તેહેની, માતપીતાને; ( ૨ )
ધન્ય તેનો અવતાર. પુરમાં થયોછે ૭
ઈશ્વર એમને, આયુશ આપો; ( ૨ )
માગીલ હું કીરતાર. પુરમાં થયોછે. ૮

---

# મુંબઈને થયેલી શાંન્તી અને તેનુ પ્રફુલિત થવું.

દુહો.

હોંશે કરીને હાથમાં, મનમાં લાવી ભાવ;
લીધો લખવા આજમેં, મુંબઈનો દેખાવ.

( અવીન્યાશી આવોરે. )

એ રાગ.

મુંબઈછે મોહોદુરે, રૂપેરંગીલું;

છટા પણ સારીરે, સોભે છબીલુ. ૧
મંદીરને મેડીરે, દીપેહવેલી;
જરૂખા જબકેરે, બારીઓમેલી. ૨
હાશીસની હારોરે, શાળાઓ સારી;
ટંકશાળો તેવીરે, દેખાએ ભારી. ૩
બજારો ખોહોળીરે, ટાવર તેવાંછે;
જે કોટને કીલ્લારે, જોયા જેવાંછે. ૪
બંદર બોરીનુંરે, સ્ટેશન સારૂંછે;
નીરખીલ્યો નજરેંરે, સૌથી ન્યારૂછે. ૫
મારકીટો મોહોટીરે, કાપડકેવીછે;
બંદરની ગોદીરે, જોયા જેવીછે. ૬
શુનચની કાળુરે, આતો ઇંદ્રપુરી;
ભરચક ભરી છેરે, નથી કાંઈ અધુરી. ૭
વળી ખેલ ખેલાડીરે, ભજવેછે સારા;
જોવાને જઈ એરે, કુંદ કનક તારા. ૮
મોરબી માહાની તારે, ખેલ ખરા જાણું;
ભરથરી ભારીરે, લોકોવખાણે. ૯
નવરંગી નદીરે, જળહળ જળકેછે;
હાંડીને તકતારે, સામા ચળકે છે. ૧૦
દુકાનતો દીપેરે, સરાફોની સારી;
કાપડીયા ઉપરરે, જાઊં બલીહારી. ૧૧

ઓજવતો આવેરે, હીંદુના જ્યારે;
પંદરી આદીનેરે, નરનારી ત્યારે. ૧૨
પરવાને જાયેરે, હોંશ હાલીને;
ગાડી રથ ઘોડારે, કઈકતાં ચાલીને. ૧૩
મીઠાઈને મેવારે, ખાવાને લીધા;
ગંગાજળ પાણીરે, પરમેજઈ પીધાં. ૧૪
છેપુર પ્રતાપીરે, મુંબઈ તો મીઠું;
નજરેની હાળ્યુંરે, આવું નવ દીઠું.
બહુ બાગબગીચારે, ફુવારા છુટે;
ગણવાશું એ સુરે, આંતા નહીં ખુટે. ૧૬
બગીચે બંગલારે, વાડીને ગાડી;
પ્રફુલીત ફુલીરે, ફુલોની ઝાડી. ૧૭
ગુલાબી ગજરારે, સોભીત સારા છે;
મોગરો ચંબેલીરે એ તો ન્યારા છે. ૧૮
ત્રામવેલા તવીરે, ભરપુર ભારી છે;
વીગટોરીયા વેલ્યોરે, પલ પલ જારી છે. ૧૯
લખવાને લવજીરે, બેઠો લુહાણો;
બુધીબળ થોડુંરે, છેવળી અજાણ્યો. ૨૦

દુહો.

શેહેર ઘણું છે સોભીતું, નવ પામ્યો હું પાર;
નગ્રની હાળી ટુંકમાં, વર્ણવ્યોમેં વીસતાર.

# માહારાણીનો, ઉપકાર.

## ( ક્ષત્રી કલંક કેમ લેશેરે. )

એ રાગ.

ધન્ય ધન્ય રાણી શરકાર,
ફોજતારી પ્રતેહ પામોરે;
સહુમાનીએ તુજ આભાર, ફોજતારી.
બહુ બુદ્ધિશાળી તું બાઇ, ફોજતારી.
રહો હીંદમાં રાજ્ય સદા ; ફોજતારી.
જ્યારે હુલડ થયું આઠાર, ફોજતારી.
થઈ દલગીર તું નામદાર; ફોજતારી.
કરી દીલમાં તેં દરીયાપ, ફોજતારી.
ફેકયો ત્યાંથી તે ટેલીગ્રાપ; ફોજતારી.
લઇ લશકર જાઓપુરમાંયે, ફોજતારી.
સર્વ શાન્ત કરોને ત્યાયે; ફોજતારી.
એવો હુકુમ કર્યોતે માત, ફોજતારી.
આવ્યું લશકર જાતે જાત; ફોજતારી;
કર્યું હીમતથી બહુ કામ, ફોજતારી.
દંગો દુર કીધોછે તમામ; ફોજતારી.
થયાં સુખી શેહેરના લોક, ફોજતારી.
જસ આપેછે થોકેરેથોક. ફોજતારી.

---

## ( વનરૂપી સોળા ટોપી. )

એ રાગ.

ખુશી ખુશી ખુશી થાઓ,
ભોજન મીઠા ઘરમાં ખાઓ;
ગુણ સહુ રાણીના ગાઓ,
રાજ્ય તપો આ સર્વદા. ૧
મુંબઇમાં હતુ તોફાન,
ગોરા આવ્યા અક્કલવાન;
શેહેરમાં કીધું સમાધાન,
રાજ્ય તપો આ સર્વદા. ૨
ભરી એણે મોહોટી હામ,
બંધોબસ્ત કર્યો તમામ;
સ્વારો ફરતા ઠામો ઠામ,
રાજ્યતપો આ સર્વદા. ૩
આવ્યાંતાંજે અમલદાર,
જશપામ્યા એ જગમોઝાર;
હુરે હુરે કરો પોકાર,
રાજ્ય તપો આ સર્વદા. ૪

---

ઉપરની કવિતા બનાવતી વખતે, રાતના બે વાગાને સુમારે, મનેઆ નીચેની કવીતા બનાવવાની જરૂર પડી છે, તેથી આપસાહેબોની સમક્ષ રજુ કરૂં છું.

## ચોપાઈ,

કાળીરાતના કાળીદાશ,
એતો આવે માહારીપાશ. ૧
કાઢું તેનું સત્યા નાસ,
તો એ નમુકે માહારીઆસ.
કાળી રાતના ઈજત લ્યે,
મારુ પણુ ન કોઈને કયે.
મારૂ તેમતો બમણુા થાય,
તેથી દીલ મારુ અકળાય. ૪
નમળે તેને કોઈનો ધાક,
મનુષ્ય માત્ર છે એનો પાક. ૫
પોલીસ પોતે આથી ડરે,
સરસુબા આંનેશું કરે. ૬
નવરાબે રાણીની બીક,
જોવા જાઊં તો ઠીકે ઠીક. ૭
ત્યારે શું કોઈ ભારે ભુપ,
કેવું હશે આ નરનુ રુપ. ૮
ગપ્લતીમાં ખાવા ધાય,

પકડું પણ એ નાહાશીજાય. ૯
વરતી કાહાંડા અકલવાન,
લવજી બોડે કીધું ગાન. ૧૦

જવાબ.

## એલેક્ઝબી. મી. માંકડજી.

## નેકનામ.

મારા પ્રીય વાંચનારાઓને, સુચના કરૂંછુ જે હું કાંઈ કવી નથી, તેમ કવિ પણાનો દાવો કરતો નથી. માટે અંદરની ભુલ ચુક જે હોય તે, મેહેરબાની કરી સુધારી લેવી.——તાજી કલમે આમારી તરફથી, ગ્નાનોદય વારતાઓની બુક; થોડા વખતમાં બાહાર પડશે. માટે આગલથી ગ્રાહાકો થશે તેની પાશેથી ત્રણ આના, અને પાછ-લથી ચાર આના લેવામાં આવશે.

વલી અગાઉ ગ્રાહાકો થનારનાં, નામો તેજ બુકમાં દાખલ કરવામાં આવશે.

**મુ. મુંબાઈ.**

મંગલદાશની મારકીટ સામે, ઠા. ગોવીંદજી માણેકચંદની દુકાને.

**ઠા. લવજી બોડાને મલવું.**